બાળમિત્રમાળા
પુસ્તક ૪ થું.

# નાની નાની વાતો

## ભાગ ૧ લો.

લેખક—
લક્ષ્મીશંકર નાગરદાસ આચાર્ય.

પ્રકાશક—
બાળમિત્ર ઓફીસ તરફથી"
રતીલાલ કામજી ભટ્ટ.
વ્યવસ્થાપક બાળમિત્રમાળા કરાંચી.

# નાની નાની વાતો.

## ભાગ ૧ લો.

લેખક:—

લક્ષ્મીશંકર નાગરદાસ આચાર્ય.

માસ્તર પારસી પીરભાઈજી એંગ્લો-વર્ના. સ્કૂલ તરફથી

કરાંચી.

પ્રકાશક:—

બાળમિત્ર કાર્યાલય તરફથી

રતીલાલ દામજી ભટ્ટ.

વ્યવસ્થાપક બાળમિત્ર માળા—કરાંચી.

આવૃત્તિ પહેલી.  જુલાઈ ૧૯૧૬.  પ્રત ૧૦૦૦.

અમદાવાદ

ધી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું, પાંચકુવા.

મૂલ્ય વાર્ષિક ફાળે એક આનો.

છુટક સવા આનો.

## મફત બાળ વાંચનની યોજના

# શ્રીમાનોને વિનંતી.

દરેક શ્રીમંત ગૃહસ્થોને વિનંતી કરવામાં આવે છે કે આ બાળમિત્ર માળાનો મુખ્ય ઉદ્દેશ "બાળ સાહિત્યનો બહોળો ફેલાવો કરી તે દ્વારા બાળકોને નૈતિક, વ્યાવહારિક અને સામાજિક જ્ઞાન આપવું" એજ છે. આ હેતુ પાર પાડવા માટે આપની સહાયતાની ખાસ જરૂર છે.

જો દરેક ગૃહસ્થ તરફથી દરેક મહીને માત્ર રૂપીઓ એક આ ખાતાને નિયમિત સહાય રૂપે મળશે, તો તે ગૃહસ્થ તરફથી સોળ ગરીબ બાળકો મફત વાંચનનો લાભ લઇ શકશે.

આવા ઉદારચિત્ત માત્ર ૫૦ ગૃહસ્થો મળી આવશે તોપણ તે સહાયમાંથી લગભગ એક હજાર બાળકોને મફત વાંચન પુરૂં પાડી શકાશે.

આશા છે કે આ સેવાના સત્કાર્યને માટે અમને સદ્‌ગૃહસ્થો તરફથી અવશ્ય ઉત્તેજન મળશે.

ગરીબ લેખકો પુસ્તકો લખે, અને શ્રીમંતો તરફથી તેઓને આર્થિક સહાયરૂપે પોષણ મળતું રહે તોજ સાહિત્યનો બહોળો પ્રચાર થઇ શકે છે.

વ્યવસ્થાપક.

# પ્રસ્તાવના.

વહાલાં બાળકો, તમને નવું નવું જોવાની અને જાણવાની ઈચ્છા હોયજ; એમ જાણીને આજે " નાની નાની વાતો " તમારા હાથમાં સોંપતાં મને ઘણો આનંદ થાય છે. આ પુસ્તકમાં આવેલી વાર્તાઓ તમે બરાબર ધ્યાન દઈને વાંચો, અને તે પ્રમાણે વર્તીને નીતિવાન, દયાળુ અને નામાંકિત બનો ! તોજ અમે અમારો આ પ્રયત્ન સફળ થયો ગણીશું. અસ્તુ.

---

## અનુક્રમણિકા.

# " આવો નાનાં નાનાં બાળ. "



નાની નાની વાતો—

ને નાનાં નાનાં બાળ.

વાંચો, વધાવો !

ધરી અંતર વ્હાલ.

આવો નાનાં નાનાં બાળ.

હોંસે હોંસે આવો—

કરી હયડાં રસાળ.

આવો, વધાવો !

દઇ આશિષ બાળ.

આવો નાનાં નાનાં બાળ.



# નાની નાની વાતો.

## કાંચળીની હઠ.

વનમાં રામ લક્ષ્મણ અને સીતા એક મજાની ઝુંપડી બનાવી તેમાં રહેવા લાગ્યાં. આ ઝુંપડી જાત જાતનાં ફુલોની વેલોવડે છવાઇ રહી હતી. અને આજુ બાજુનો ચોક લીલી વનસ્પતિથી બહુ રળીઆમણો લાગતો હતો. આ ત્રણે જણાં રાજ મહેલમાં પણ ન મળી શકે તેવો આનંદ આ ઝુંપડીમાં ભોગવતાં હતાં.

એક દિવસ રામ લક્ષ્મણ ઝુંપડીમાં બેસી આનંદની વાતો કરતા હતા. અને સીતાજી ઝુંપડી બહાર ઉભાં ઉભાં વનની શોભા જોતાં હતાં. તેવામાં એક સોનાના જેવી ચળકતી ચામડીવાળો મૃગ તેમની નજરે પડ્યો. મૃગને જોતાંજ સીતાજી પોતાના મનમાં કહેવા લાગ્યાં.

" અહા ! કેવો મજાનો મૃગ ! તેના શરીરપરનું ચળકતું ફુલવાડી જેવું મૃગચર્મ કેવું સુંદર છે ! આ મૃગચર્મની કાંચળી મને કેવી શોભા આપે ? જરૂર હું એની કાંચળી કરાવીશ. પણ આ મૃગ જતો રહેશે તો ? ચાલ જલદી જલદી રામ લક્ષ્મણને કહું. "

સીતાજી ઝુંપડીમાં ગયાં અને રામ લક્ષ્મણને પોતાના મનની વાત કહી. રામ લક્ષ્મણ બહાર આવ્યા અને મૃગને જોઇ રામ, સીતાજીને કહેવા લાગ્યા.

"દેવી આ મૃગચર્મમાં શું વિસાત છે! તમારા માટે કોઇ સુન્દર વસ્તુની કાંચળી કરાવીશું."

"ના મને તો આ મૃગચર્મનીજ કાંચળી જોઇએ." કહી સીતાજી રીસાયાં.

"દેવી! આમ હઠ કરો તે સારૂં નહિ. વનનાં પ્રાણીઓથી આપણે બહુ સંભાળવાનું છે. રાક્ષસોથી આપણે બહુ બહુ ચેતીને ચાલવાનું છે. દેવી! આ મૃગ બહુ નવાઇ ઉપજાવે તેવો છે. તેને મારવામાં સાર નથી.

રામના બહુ બહુ સમજાવવા છતાં સીતા નજ સમજ્યાં. તેમણે પોતાની હઠ નજ છોડી. તો જુઓ તે હઠનું કેવું ભયંકર પરિણામ આવ્યું!

સીતાનું મન મનાવવાને રામ અને લક્ષ્મણ મૃગની પાછળ ગયા તેઓ ઘણે દૂર નીકળી ગયા; અને પાછળથી લંકાનો પાપી રાજા રાવણ આવી સીતાને ઉપાડી ગયો! સીતા બહુ કલ્પાંત કરવા લાગ્યાં પણ તેમનું રડવું સાંભળનાર ત્યાં કોઇ ન હતું.

સીતા દેવીના વાસથી સુન્દર દેખાતી પર્ણકુટી ( ઝુંપડી ) સૂની થઇ પડી! પક્ષીઓ કલ્પાંત કરવા લાગ્યાં પણ તેમનું શું ગજું? કે તેઓ મહા બળવાન રાવણના હાથમાંથી સીતાને છોડાવી શકે! જટાયુ પક્ષીએ જોર અજમાવ્યું. ચાંચોના મારથી રાવણને ઘણી ઇજા કરી સીતાને છોડાવવાને રાવણની સામે બાથ ભીડી. પણ પરિણામમાં જટાયુના પ્રાણ ગયા! રાવણ સીતાને લંકામાં લઇ ગયો! કેવો ભયંકર પ્રસંગ? હઠનું કેવું વિપરિત પરિણામ?

---

# ગોવિંદ કેમ સુધર્યો ?

બાળકો, જુઓ તો આ માસ્તરે ગેલા ગોવિંદને ટેબલપર કેમ ઉભો કર્યો છે ? ગોવિંદનું મોઢું છેક ઉતરી ગયું છે ! પણ તેનો ચહેરો તોફાની જણાય છે. નિશાળના તમામ છોકરાઓ ગોવિંદ અને માસ્તર તરફ વારે વારે જુએ છે. માસ્તરનો ચહેરો હંમેશાં આનંદી હોવા છતાં અત્યારે તે બહુ ગંભીર જણાય છે ! આ બધું શું હશે ? સાંભળો ! સાંભળો ! માસ્તર સાહેબ કંઇક કહે છે.

"બાળકો, તમે મને મારાં છોકરાંઓ કરતાં પણ વહાલાં છો. તમને સજા કરતાં મારૂં હૃદય કંપે છે ! પણ તમે ખોટી રીતે વર્તીને સજા કરવાની મને ફરજ પાડો છો ! આજે આ ગોવિંદની વર્તણુકથી મને ઘણું દુઃખ થાય છે ! તેણે મારી આબરૂ ગુમાવી છે ! મારી નિશાળના છોકરાની રીતભાત ખરાબ, એ મારે શરમાવા જેવું છે ! હું તમને વારંવાર એકઠા કરીને કંઇ કંઇ વાતો કહું છું, રીતભાત સુધારવા સમજાવું છું, તેનું શું આવુંજ પરિણામ !"

માસ્તરે નિસાસો મૂક્યો ! બધાં છોકરાં ગળગળાં થઇ ગયાં ! ગોવિંદે શું ગુન્હો કર્યો છે, તે જાણવાને ટમ ટમી રહ્યાં. કોઇ કાંઇ બોલી શક્યું નહિ. માસ્તરે વળી બોલવા માંડયું.

"છોકરાઓ, આજે આ ગોવિંદે ભારે ગુન્હો કર્યો છે ! તેણે તેની માને ઘણું દુઃખ આપ્યું છે ! આ ગોવિંદની મા બિચારી રાંડી-રાંડ છે ! ઘરમાં કોઇ કમાનાર નથી, તેથી તે બિચારી જેનું તેનું

દરાણું પાણી કરીને જેમ તેમ પોતાના છોકરાનું પાલનપોષણ કરે છે. તેને બહુ ઓછી આવક છે, તોપણ ઘરમાં કરકસરથી, રહીને સાજે માંદે, કામ લાગે એમ ધારીને તેણે આજ સુધીમાં દસ રૂપીઆ બચાવ્યા હતા, અને ઘરમાં એક ઠેકાણે ખાડો ખોદી દાટેલા હતા. આ બાબતની લુચ્ચા ગોવિંદને પણ ખબર હતી. ગઇ કાલે તેની મા બહાર ગઇ હતી, અને રવિવાર હોવાથી ભાઇ ઘેર હતા. તેણે તે દસ રૂપીઆ લઇ પોતાની મરજી પડે તેમ વાપરી નાંખ્યા. માએ પાઇ પાઇથી ભેગા કરેલા પૈસા દીકરાએ પળવારમાં ઉડાવી દીધા! કહો, છોકરાઓ આ ગોવિંદને શી સજા કરીશું?

એક ગુસ્સાવાળો છોકરો બોલી ઉઠયો સાહેબ, એણે ચોરી કરી છે, માટે સિપાઇને બોલાવી તેને સોંપી દેવો જોઇએ. જેલનાં દુઃખ જોયા વિના એ પોતાની ટેવ નહિ છોડે!

બીજાએ તેને નેતરથી સખત માર મારવાનું કહ્યું. ત્રીજાએ તેને કોટડીમાં પુરી રાખવાનું કહ્યું, આ બધી વાત ચાલતી હતી, તે વખતે માસ્તરે ગોવિંદના મોઢા સામે જોયું, તો તેની આંખોમાં આંસુ ઉભરાઇ રહ્યાં હતાં. તેને રડતો જોઇ માસ્તરને દયા આવી અને પૂછયું. "ગોવિંદ રડવુ કેમ આવે છે?" માસ્તર સાહેબ મેં ભારે ભૂલ ખાધી છે! મારી હલકાઇને માટે હવે મને ઘણો પસ્તાવો થાય છે. આપ મારાપર દયા કરો, અને એક વખતને માટે મારો ગુન્હો માફ કરો. હવે પછી કોઇ દિવસ મારી માને દુઃખ આપીશ નહિ."

"છોકરાંઓ તમારી શું ઇચ્છા છે! આ ગોવિંદને માફ કરીશું? આ સાંભળી એક છોકરાએ કહ્યું, સાહેબ, હવે માફ કરીએ કે ન કરીએ પણ બિચારી તેની માના રૂપીઆ કાંઇ પાછા આવે તેમ છે?

હા, એક રીતે એ રૂપીઆ પાછા આવે ખરા. બોલ ગોવિંદ! દસ રૂપીઆમાંથી તેં કેટલા રૂપીઆ વાપર્યા છે?

સાહેબ, મારાથી છ રૂપીઆ વપરાઇ ગયા છે, ચાર રૂપીઆ મેં એક ઠેકાણે છુપાવ્યા છે. આપ મારી સાથે ચાલો તો હું હમણાંજ આપને આપું. માસ્તરે એક છોકરાને તેની સાથે મોકલ્યો, પાંચ મિનિટમાં તેઓ ચાર રૂપીઆ લઇને પાછા આવ્યા. અને માસ્તરના ટેબલપર મૂક્યા.

" આ છોકરાની મા પર મને ઘણી દયા આવે છે, દસ રૂપીઆ ભેગા કરતાં તેને કેટલી બધી મહેનત પડશે! તેથી હું એક રૂપીઓ મારા તરફથી આમાં ઉમેરૂ છું " એમ કહી માસ્તરે ખિસ્સામાંથી એક રૂપીઓ કાઢીને ટેબલપર મૂક્યો અને કહ્યું બાળકો, માણસને શિક્ષા, કે તિરસ્કારથી સુધારી શકાતું નથી, પણ પ્રેમથી સુધારી શકાય છે. જો આ ગોવિન્દને સુધારવાની તમારી ઇચ્છા હોય, તો તમે બધા આજે બપોરે એક પાઇ પણ ન ખરચતાં આ ગોવિંદની માને આપો, માસ્તર બોલી રહ્યા કે એક પછી એક છોકરાઓ ટેબલ પાસે આવવા લાગ્યા થોડા વખતમાં પાઇ, પૈસા, અને એક આનીઓથી ટેબલનું પૃષ્ટ ઢંકાઇ ગયું. દસ રૂપીઆ જોત જોતામાં પુરા થઇ ગયા, ગોવિંદ ઝંખવાણો પડી ગયો. માસ્તરે આ બધા પૈસા ગોવિંદના હાથે તેની માને અપાવ્યા. આ બનાવ પછી ગોવિંદ એટલો તો સુધરી ગયો કે તે પોતાની માને એક દેવીની પેઠે પૂજવા લાગ્યો. અને માસ્તર તથા નિશાળના વિદ્યાર્થીઓને તે પોતાના કુટુંબ પ્રમાણે ચાહવા લાગ્યો.

---

# રાજકુમારી સુકન્યા.

સુકન્યા એક રાજાની કુંવરી હતી, તે તેના પિતાને ઘણી વહાલી હતી.

એક દિવસ પોતાના પિતાની સાથે સુકન્યા ઋષિઓના આશ્રમો જોવાને જંગલમાં આવી. અહીં ફરતાં ફરતાં તેણે એક સપના રાફડા જેવો માટીનો પોપડો જોયો. આ પોપડામાં ઝીણાં ઝીણાં કાણાં હતાં. બાળકોના અટકચાળા સ્વભાવ પ્રમાણે સુકન્યાએ પાસે પડેલી બાવળની શૂળો લઇ તે કાણામાં ભોંકી, તો શૂળો લોહીવાળી થઇ !

લોહીવાળી શૂળો જોતાંજ સુકન્યા ગભરાઇ ! તેને યાદ આવ્યું, કે આવા રાફડામાં તો ઘણીવાર યોગીઓ તપ કરતા હોય છે; તેથી પોતે કદાચ કોઇ યોગીના અપરાધમાં આવી ગઇ હોય, એમ ધારી તે બહુ કંપવા લાગી !

ખરેખર ! સુકન્યાનું ધારવું સાચું હતું. આ રાફડામાં ચ્યવન મુનિ ઘણાં વરસો થયાં તપ કરતા હતા, જ્યારે સુકન્યાએ આ રાફડો ખોદાવ્યો; ત્યારે અંદરથી ચ્યવન મુનિ નીકળ્યા ! તેમનું શરીર સુકાઇ ગયું હતું, ચામડીની કરચલીઓ પડી ગઇ હતી; પાંપણો, દાઢી અને ભવાંના વાળથી આખું મોઢું ઢંકાઇ ગયું હતું. અને આંખોમાંથી લોહીની ધારાઓ ચાલી રહી હતી !

બાળકો ! તમે જાણો છો ! ચ્યવન મુનિની આંખમાંથી લોહીની ધારા કેમ ચાલી રહી છે ? સુકન્યાએ ભોંકેલી શૂળો ચ્યવન મુનિની



સુકન્યા રાફડામાં શૂળો ભોંકે છે.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઈ.




સુકન્યા ચ્યવન મુનીની સેવા કરે છે.

બંને આંખોમાં વાગી હતી, તેથી તેમના બંને ડોળા ફુટી ગયા હતા! તેઓ આંધળા થયા હતા.

આ દેખાવ કમકમાટ ઉપજાવે તેવો હતો. પોતાના અટકચાળા સ્વભાવનું–પોતાની નિર્દોષ રમતનું આવેલું આ વિચિત્ર પરિણામ જોઇ સુકન્યાને બહુ લાગણી થઇ આવી, અને વિચારવા લાગી.

" અરેરે! આ બિચારા ઋષિને અંધાપાને લીધે કેટલું બધું દુઃખ ભોગવવું પડશે?

" તેમને પાણી કોણ લાવી આપશે?

" તેમને ફળફૂલ કોણ લાવી આપશે?

" તેમને રસ્તો કોણ બતાવશે?

" અરેરે! આંખો જતાં ઋષિનું સર્વસ્વ ગયું!

" વધારે ખેદની વાત તો એ છે, કે આ બધું મારા હાથેજ બન્યું!

" મેંજ આ ઋષિને આટલું બધું દુઃખ આપ્યું!

" પણ ફીકર નહિ! હું મારી ભૂલ સુધારીશ!! મારી આખી જીંદગી આ મુનિની સેવામાંજ ગાળીશ!!!

" બસ એજ મારી પ્રતિજ્ઞા! એજ ભૂલની શિક્ષા!!

સુકન્યાએ પોતાનો આ નિશ્ચય માત પિતાને જણાવ્યો, માત-પિતાએ તેમ નહિ કરવાને તેને બહુ બહુ સમજાવી. પણ તે પોતાના નિશ્ચયથી ફરી નહિ, અને હમેશાં મનના ખરા ભાવથી મુનિની સેવા કરવા લાગી.

રાજમહેલમાં ઉછરેલી બાળા જંગલની ઝુંપડીમાં રહેવા લાગી ! સુંદર બિછાનામાં પોઢનારી બાળા દર્ભના આસનપર સુવા લાગી ! મીઠાં મીઠાં ભોજન કરનારી બાળા ફળફુલ પર ગુજારો ચલાવવા લાગી ! કિમતી વસ્ત્રો પહેરનારી બાળાએ આનંદથી વલ્કલ પહેર્યાં ! જેની સેવામાં હજારો દાસીઓ હાજર રહેતી, તેણે પોતેજ સેવા સ્વીકારી ! આ બધું શામાટે ? કેવળ થયેલી ભૂલ સુધારવા માટે.

સુકન્યાની સેવાથી તેમજ તેનાં વ્રત અને નિયમથી દેવોના વૈદ્ય અશ્વિની કુમાર તેનાપર પ્રસન્ન થયા, અને કાંઇ વરદાન માગવા કહ્યું ત્યારે સુકન્યા કે જેના મનમાં ચ્યવન મુનિને દેખતા કરવાનાજ વિચારો ઘુમી રહ્યા હતા, તેણે અશ્વિની કુમારને વિનતી કરી કે-

મ'રાજ ! જો આપની મારાપર દયા હોય,<br>
જો આપ મારાપર પ્રસન્ન થયા હો,<br>
તો મારા હાથે થયેલી ભૂલ સુધારો !

ભગવાન ! ચ્યવન મુનિને દેખતા કરો !!

સુકન્યાની માગણીથી અને અશ્વિની કુમારની દયાથી ચ્યવન મુનિ દેખતા થયા.

બાળકો ! સુકન્યાએ આ રીતે પોતાની ભુલ સુધારી તમારા હાથે થયેલી ભૂલ સુધારવાને તમે આટલું દુ:ખ સહન કરશો ?

ચ્યવન મુનિ દેખતા થયા, તોપણ સુકન્યાએ પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે આખી જીંદગી તેમની સેવામાંજ ગાળી !

બાળકો ! તમારા તરફથી સુકન્યાને ધન્યવાદ મળશે કે ?

# જાદુઈ માળા.

અમદાવાદ શહેરમાં સોરાબજી નામે એક પારસી ગૃહસ્થ રહેતા હતા. તેમનું કુટુંબ, ખાનદાન અને ગર્ભ શ્રીમંત હતું. સોરાબજી શેઠ દયાળુ સ્વભાવને લીધે આખા શહેરમાં નામાંકિત હતા. તેમને જાલભાઇ નામે દસેક વર્ષનો એક દિકરો હતો.

જાલભાઇની રીતભાત બધી રીતે સારી હતી, પણ તે કોઇ દહાડો સાચું તો બોલતોજ નહિ. તેની આ કુટેવથી સોરાબજી શેઠને બહુ દુઃખ થતું તેમનું મન હંમેશાં ચિંતામાં રહેતું. જાલભાઇની જુઠું બોલવાની ટેવ છોડાવવા તેમણે ઘણા ઉપાયો કર્યા. પરંતુ દરેકમાં તે નિષ્ફળ થયા.

એક દિવસે સાંજે સોરાબજી શેઠ પગે ચાલીને સાબરમતી નદીના કિનારે આવેલા સપ્તઋષિના ઘાટ ઉપર ફરવા ગયા હતા. ત્યાં ઘણા મહાત્માઓ સમાધીમાંથી મુક્ત થઇ શાંતિથી બેઠા હતા. સોરાબજી શેઠ ધીમે ધીમે ચિંતાથી ભરપુર ચહેરે વિચારો કરતા કરતા તે તરફ આવ્યા મહાત્મા યોગેંદ્રે તેમને જોયા, અને પોતાની પાસે બોલાવી, આસનપર બેસાડયા.

મહાત્માની સામે જોઇ સોરાબજી શેઠ ગળગળા થઇ ગયા! અને પ્રણામ કરી, કહેવા લાગ્યાઃ—મહારાજ! હું બધી વાતે સુખી છું, પણ મને માત્ર એટલુંજ દુઃખ છે કે, મારો છોકરો કોઇ દિવસ

સાચું બોલતોજ નથી. આપ કૃપા કરીને મને કોઇ એવો ઉપાય બતાવો કે જેથી તે છોકરો પોતાની કુટેવ છોડી દે.

આ સાંભળી મહાત્મા યોગેંદ્રે કહ્યું:—શેઠજી, તમે ચિંતા ન કરો. તમારા છોકરાની એ કુટેવ છોડાવવા માટે ચાલો, હું તમારા ઘેર આવું છું.

સોરાબજી શેઠ મહાત્માની કૃપાથી ખુશી થયા. અને તેમને સાથે લઇ ઘેર આવ્યા. જાલભાઇને પોતાની પાસે બોલાવ્યો. તે આવ્યો.

જાલભાઇને જોઇ, મહાત્મા બોલ્યાઃ—છોકરા, જો તું કદીપણ જુઠું ન બોલે, તો મારી પાસે આ મોતીની માળા છે, તે તને પહેરવા આપું. પણ યાદ રાખજે કે જેવો તું જુઠું બોલીશ, તેવીજ આ માળા તારી ડોકમાંથી ચાલી જશે. જાલભાઇએ સાચું બોલવાનું કબુલ કર્યું. મહાત્માએ મોતીની માળા જાલભાઇને પહેરાવી. પછી તે ત્યાંથી ચાલ્યા ગયા.

માળા ઘણી સુંદર હતી તેથી જાલભાઇ બહુ ખુશી થયો. અને પોતાને પહેરાવેલી માળાની વધામણી ખાવા તે તેની મા પાસે દોડી જઇ કહેવા લાગ્યો.

"માયજી, જુઓ, આ મોતીની માળા મને પેલા મહાત્માએ બક્ષીસ આપી! કેવી મઝાની છે?

જરબાઇએ કહ્યું:—બક્ષીસ આપી?

જાલભાઇ:—"હાજી." આમ વાતચીત કરે છે એટલામાં તો

માળા ડોકમાંથી ગુમ થઇ ગઇ! જાલભાઇ ઝંખવાણો પડી ગયો! તેને યાદ આવ્યું. "કે હું જુઠું બોલ્યો. માટે માળા જતી રહી." બીજી વખત તરતજ તેણે કહ્યું. "નહિ માયજી; તે તો પેલા મહાત્માએ મને પહેરવા આપી છે." સાચું બોલ્યો, એટલે માળા તુરત ગળામાં દેખાઇ!

બીજે દિવસે જાલભાઇ નિશાળે ગયો, તેણે પહેરેલી માળા. તેના બધા મિત્રોએ જોઇ, તેઓ જાલભાઇને પૂછવા લાગ્યા; કે અલ્યા, જાલભાઇ, આવી સુંદરમાળા તને કયાંથી મળી?

જાલભાઇએ જવાબ આપ્યો. મને મારા બાવાજીએ આપી.

તરતજ માળા ગુમ થઇ ગઇ! કારણ કે જાલભાઇ જુઠું બોલ્યો હતો. માળા ગુમ થઇ જવાથી જાલભાઇ શરમાઇ ગયો! અને રડતો રડતો કહેવા લાગ્યો કે એ માળા ગઇ કાલે મારે ઘેર એક મહાત્મા આવ્યા હતા, તેમણે મને પહેરવા આપી છે.

જાલભાઇએ સાચી વાત કહી દીધી. એટલે માળા તુરત ડોકમાં પાછી આવેલી જોઇ! આથી તે બહુ ખુશી થયો.

આમ દરેક વખતે જ્યારે જ્યારે તે જુઠું બોલતો ત્યારે ત્યારે માળા ગુમાવતો ને સાચું બોલતો એટલે માળા પાછી પોતાની પાસે આવી જતી.

કેટલાક દિવસ આ પ્રમાણે જાલભાઇ પહેલાં જુઠું બોલી. પછી તુરત સાચું બોલી જતો. આમ ધીમે ધીમે તેણે માળાના લોભથી, જુઠું બોલવાની ટેવ તદ્દન છોડી દીધી.

સોરાબજી શેઠને પણ ખાત્રી થઇ, કે હવે જાલભાઇ જરાપણ જુઠું બોલતો નથી. એટલે તેમણે ખુશી થઇ મહાત્મા આપી ગયા હતા, તેવી એક માળા જાલભાઇને ઇનામમાં આપી.

થોડા દિવસ પછી પેલા મહાત્મા જાલભાઇ પાસે આવ્યા. અને ખાત્રી કરી. તેમને જણાયું, કે જાલભાઇ હવે જુઠું બોલતો નથી. તેથી પોતે પહેરવા આપેલી માળા જાલભાઇને બક્ષીસ આપી.

સાચું બોલવાથી જાલભાઇને એ માળાઓ મળી જો સાચું બોલવાની ટેવ પાડી ન હોત, તો એમાંથી એકે માળા તેની પાસે હોત ખરી કે ?

વહાલાં બાળકો, આ પ્રમાણે માળા કાંઇ ઉડી જતી નથી, અને પાછી આવતી પણ નથી. પરંતુ આ ઉપરથી એટલુંજ સમજવું, કે જુઠું બોલવાથી આપણી પાસે જે કંઇ હોય તે પણ આપણે ગુમાવીએ છીએ ! પરંતુ જો સાચું બોલીએ, તો બમણો લાભ થાય છે. માટે તમે હંમેશાં સાચું બોલવાની ટેવ પાડજો !

# પરોપકારી ચંચળ.

૧.

શરદ પુનમની સુંદર રાત્રિએ નવેક વાગ્યાને શુમારે બાર વરસની એક નાની બાળા, પોતાની અગાશીમાં કઠોડાને અઢેલીને પૂર્ણ ખીલેલા ચંદ્ર તરફ એકી ટસે જોતી ઉભી હતી. ચંદ્રમાના શિતળ કિરણો આકાશમાંથી આ સુંદર બાળાની સાથે રમવાને દોડી આવ્યાં હતાં. તેનું મન આનંદમાં ઝુલતું હતું.

તેવામાં "ચંચળ, તું અગાશીમાં છું કે બ્હેન! હું ઘર બંધ કરીને હમણાં ત્યાં આવું છું હો." આ શબ્દો ચંચળના કાનપર અથડાયા, તેનું ધ્યાન તૂટયું, અને તુરત અગાશીના દાદર પાસે દોડી ગઇ.

તે દાદર પાસે આવી નીચે બેસીને શારદા ગૌરીને કહેવા લાગી. "બા. હું અહીં ઉભી છું. તમે વાંચી રહો, ત્યાર પછી નિરાંતે ઉપર આવજો" એમ કહીને ચંચળ, પ્રથમ જે ઠેકાણે ઉભી હતી, ત્યાં આવી. પિતાજી દુકાનેથી હમણાં ઘેર આવશે. એમ ધારી આજુબાજુના રસ્તાઓ તરફ નજર ફેંકતી, રાહ જોતી ઉભી.

૨.

બાળા, શાંત ચિત્તે આસપાસના રસ્તાઓ નિહાળતી ઉભી હતી. તેના મનમાં આનંદ હતો, પણ તે આનંદ અનાથ, દુઃખથી ઠુમેલી એક ગરીબ સ્ત્રીના કરૂણ રૂદનથી ઉડી ગયો! તે નિરાધાર અબળાની આંગળીએ નાનું પાંચેક વરસનું એક બાળક વળગેલું હતું બાળક

પણુ બાળક રડતું હતું ! તે કાણુ હશે ? શા માટે રડે છે ? તેને શું દુઃખ હશે ? આ પ્રશ્નો એક પછી એક ચંચળના મનમાં આવવા લાગ્યા. તેનું દયાળુ દીલ પણુ દુઃખી થયું !

ગરીબ સ્ત્રી જેમ જેમ નજીક આવતી ગઇ, તેમ તેમ તેનુ દયા ઉપજાવે તેવું રડવું સંભળાયું અને બાળકના મોઢામાંથી મહા-મહેનતે નીકળતા દુઃખી બોલ ચંચળના કાનપર અથડાવા લાગ્યા. "મા! મા! મને ભૂખ બહુ લાગી છે! મારે ખાવું છે! હવે મારાથી ચલાતુ નથી ! અરે ! મને કોઇ ખાવા આપો ! પ્રભુ તમારૂં કલ્યાણુ કરશે !"

બાળકના મોંમાંથી નીકળતા હૃદય ભેદક બોલથી દુઃખી માતા વધારે દુઃખી થવા લાગી, પણુ તે બિચારી શું કરે ? આજે ચાર દિવસ થયાં તેણે મોઢામાં પાણી સિવાય બીજું કંઇજ નાંખ્યું નહોતુ ! તે તો ફક્ત પોતાના વહાલા બાળકને માટે શેરીએ શેરીએ રખડતી અનેક માણુસોની ગાળોનો વરસાદ અને બીજાં અપમાનો સહન કરતી; પ્રાણુથી પણુ અધીક વહાલા, પોતાના વહાલા બાળકને માટે થોડું ઘણું ખાવાનું મેળવી તેને ખવડાવતી હતી. આજે સવારથી અત્યાર સુધીમાં કોઇ પણુ માણુસે બાળકને માટે બટકું રોટલો પણુ આપ્યો નહોતો ! તેથી નિરાશ થઇ, અન્ન મેળવવાની આશા મૂકી દઇ, ગામ બહાર ધર્મશાળામાં સૂઇ રહેવા જતી હતી.

૩.

"બસ ! થઇ રહ્યું ? હવે કોઇ ખાવા નહિ આપે ? હવે તો મારાથી એક ડગલું પણુ ચલાતુ નથી ! મા, મને તેડો તો સારૂં !"

બાળકના દયાજનક બોલ સાંભળી ચાર દિવસની ભૂખના કપરા દુઃખથી રિબાતી માતાએ પુત્રને કેડપર બેસાડયો. ધીમે ધીમે ચાલવા લાગી. તેના મનમાં અનેક વિચારો આવવા લાગ્યા. અરે પ્રભુ ! કંઇક તો દયા કરો ! મારા પુત્રને માટે તો કોઇકના હૃદયમાં દયા ઉપજાવો ! આ વિચારે માતાનું મન ભમાવ્યું ! આંખે અંધારા આવ્યાં ! તે ચકરી ખાઇ ધબ દઇને પૃથ્વી ઉપર ચત્તીપાટ પડી ! બાળક બહુજ રડવા લાગ્યું. !

આવો હૃદય ભેદક બનાવ નજરે જોનારી ચંચળનું દયાળુ અંતઃકરણ ભરાઇ આવ્યું ! તેની આંખોમાં પણ આંસુ પડવા લાગ્યાં ! તે મનમાં ને મનમાંજ બોલવા લાગી "અહો ? પ્રભુ ! પ્રભુ ! આ નાના બાળકે તમારો શું અપરાધ કર્યો છે ? છેલ્લાં બે વરસોથી વરસાદનો એક છાંટોય પડયો નથી. અરે ! પ્રભુ ! આ તો ભયંકર દુકાળ ! આવા કપરા વખતમાં બિચારાં ગરીબ માણસોના આવાજ હાલ થતા હશે ? શું તેઓ દુઃખી ને હું સુખી ? એ તો અન્યાય ! એમ બનેજ કેમ ? સૌ એકજ પ્રભુનાં બાળક છીએ. હું હમણાંને હમણાંજ તેની પાસે જાઉં અને એ નિરાધાર સ્ત્રી તથા બાળકને ધીરજ આપું.

દયાળુ ચંચળ અગાશીમાંથી એકદમ નીચે ઉતરી આવી અને તુરત પોતાની બા પાસે જઇ નજરે જોએલી તમામ હકીકત કહી સંભળાવી અને જેમ બને તેમ જલદીથી તે દુઃખી સ્ત્રીની મદદે જવાને વિનવવા લાગી.

ચંચળના દયામણા શબ્દોએ શારદાગૌરીના મનમાં દયા ઉત્પન્ન કરાવી. તેમણે હાથમાંનું પુસ્તક બંધ કરી ટેબલપર મૂકયું. ખુરશીપરથી ઉભાં થયાં. અને કહ્યું–" ચંચળ, ચાલ બેન હું તારી સાથે આવું છું.

તે દુઃખી સ્ત્રી આપણા ઘરથી કેટલેક દૂર છે? હજુ તારા પિતાને આવવાને થોડીવાર છે તેથી આપણે ઘર બંધ કરતાં જઇએ."

ચંચળે કહ્યું—બા, તે બહુ દૂર નથી. આપણા ઘરની નજીકમાં જ છે, માટે તમે ઘર બંધ કરીને જલદી ચાલો તો સારૂં!

૪.

શારદાગૌરી તથા ચંચળ ઘર બંધ કરી પેલી અનાથ સ્ત્રી જ્યાં પડી હતી, ત્યાં આવી પહોંચ્યાં. બાળક હજુ રડતું હતું. તેને ચંચળે ફોસલાવી–પટાવીને છાનું રાખ્યું. અને પેલી ગરીબ સ્ત્રીના મોંપર પોતાની ઓઢણીના છેડા વતી પવન નાંખવા લાગી. થોડીવારે બાઇએ આંખો ઉઘાડી, અને પોતાના બાળકને આમતેમ જોવા લાગી. પણ તેની પાસે એક નાની, સુંદર અને દયાળુ બાળાને તેણે ઉભેલી જોઇ, ચંચળે તેને માયાળુ શબ્દોમાં શાન્તિ આપી. તેનો હાથ ઝાલીને ઉઠાડી, અને બાળકને પોતેજ તેડી લીધું. તે ગરીબ સ્ત્રી તથા તેનાં બાળકને લઇને મા દિકરી પોતાને ઘેર ગયાં.

ચંચળે બાળકને કેડ પરથી નીચે ઉતાર્યું, અને શારદાગૌરી સામે જોઇ કહ્યું. "બા, તે બાઇને અહીં બેસારજો. હું તેને માટે ખાવાનું લઇ આવું છું."

થોડીવારમાં રોટલો, ખીચડી, શાક અને દૂધ લઇને ચંચળ આવી પહોંચી, અને તે સઘળું દુઃખી મા દિકરાની આગળ મૂકયું. તેમને ધીમેથી ખાવાનું કહી, ચંચળ સામે બેઠી. મા દિકરો ખાવા લાગ્યાં, ખાતાં ખાતાં ગરીબ બાઇએ પોતાના દુઃખની કહાણી શારદાગૌરી તથા ચંચળને કહેવા માંડી. "બા, હું એક મુસલમાન

સ્ત્રી છું. મારો ધણી ત્રણેક માસ પહેલાં મરકીના રોગથી ગુજરી ગયેલ છે. તેમના મરણ પછી હું ધંધો–મજુરી કરવા લાગી, પણ અમારા માથે પાંચસો રૂપિયાનું દેણું નીકળ્યું; તેથી લેણદારોએ કોરટમાં દાવો કરી રહેવાનું ઘર પણ લઇ લીધું ! હું અને મારો દિકરો નિરાધાર બન્યાં ! રખડતાં થયાં ! અત્યારે રહેવાનો આશરો પણ નથી ! આ ગામમાં ચાર દિવસથી આવી છું, પણ મેં અત્યારેજ તમારે ઘેર આવીને મોઢામાં અન્ન મૂકયું છે ! મારો આ દિકરો પણ સવારનોજ ભૂખ્યો હતો ! તમે અમારા ઉપર દયા લાવીને પેટ ભરી ખવડાવ્યું, તેથી ઇશ્વર તમારૂં ભલું કરશે. ”

તે સ્ત્રીની વાત સાંભળી ચંચળનું હૃદય પરી ભરાઇ આવ્યું, તેથી તેણે ગરીબ બાઇને કહ્યું. તમને કોઇ ઠેકાણેથી ખાવાનું ન મળે, તો સુખેથી અહીં આવજો. હું ખાવા આપીશ.

આવા દુઃખના સમયમાં દિલાસો મળવાથી; ગરીબ બાઇને શાંતિ વળી. ખાઇ રહ્યા પછી ચંચળનો ખરા અંતઃકરણથી ઉપકાર માન્યો અને હજારો આશિષો દેતાં મા દિકરો ચાલ્યાં ગયાં.

થોડીવારે ચંચળના પિતા વિદ્યાશંકર ઘેર આવ્યા. શારદાગૌરીએ પોતાના પતિ આગળ ચંચળની પરોપકાર વૃત્તિનાં વખાણ કર્યાં તે ખુશી થયા, અને પોતાની પુત્રીને ધન્યવાદ આપ્યો.

વહાલાં બાળકો, તમે ચંચળની પેઠે પારકાનું દુઃખ ઓછું કરવા તત્પર રહેશો કે ?

---

# હું બી. એ. કેવી રીતે થયો ?

૧૦

વ્હાલાં બાળકો !

મારૂં નામ જયવંત છે. મારૂં વતન કાઠિઆવાડ પ્રાંતમાં આવેલું જામ જોધપુર નામે ગામ છે. નાનપણમાં મારા ગામમાં મને સૌ જયો કહીને બોલાવતાં. મારા બાપા જ્યોતિષ વિદ્યામાં ઠીક જ્ઞાન ધરાવતા, એટલે અમારા ઘરને ગુજરાન જોગું ધાન્ય ગામના યજમાનો તરફથી મળતું. મારાં માતુશ્રી મારી બાલ્યાવસ્થામાંજ સ્વર્ગવાસી થયાં હતાં. મારા પિતાના સંતાન તરીકે હું એકનો એકજ દીકરો હોવાથી તેઓ મને બહુ વ્હાલથી જાળવતા. મારા પર તેઓએ નાનપણથી સદાચરણની સારી છાપ પાડી હતી.

હું સાત વરસનો થયો, એટલે મને નિશાળે મૂક્યો. મારૂં ગામ ન ગામડું કે ન શહેર ગણાય. તે વખતે જામ જોધપુરમાં પાંચ હજાર માણસની વસ્તી કહેવાતી. ગામમાં માત્ર છોકરાની એકજ ગુજરાતી નિશાળ હતી. થોડી બાળાઓ પણ છોકરાની સાથેજ ભણતી. કેમકે તે વખતે જૂદી કન્યાશાળા ન હતી.

મને ભણવા પર બહુજ પ્રીતિ હતી. તેમજ તે વખતના ભલા રામચંદ્ર મહેતાજીની મારા પર સારી લાગણી હતી, એટલે હું થોડાજ વખતમાં ગુજરાતી બે ચોપડીઓ શીખી ગયો.

૨.

અત્યાર સુધી હું બહુજ સુખી હતો, પરંતુ મારા કમ ભાગ્યે એકાએક મારા પિતાજી ને ભયંકર કોલેરાનો રોગ લાગુ પડ્યો ! અરેરે ! તે રોગ મારો તો કટ્ટો શત્રુ નીવડ્યો ! મારા પિતાજીનું તેમાં મરણ થયું ! હું એક નિરાધાર બાળક બન્યો !

મારા પિતાની ભલાઇથી આખું ગામ વાકેફ હતું. એટલે આ મારા બનાવથી ગામનાં માણસો મારીજ વાતો કરવા લાગ્યાં. સૌ કોઇ મારૂં શું થશે ! અરેરે ! તે મોટો કેમ થશે ? વગેરે વગેરે બોલવા લાગ્યાં. પરંતુ તે બધું માત્ર બોલવામાંજ સમાયું હતું. મારી દુઃખી હાલતની કોઇને ખરી દયા આવી હોય, એવું મને ન લાગ્યું. કેમકે મારા ગુજરાનને માટે તેમજ મારા અભ્યાસને માટે મને કંઇ પણ માર્ગ કોઇએ બતાવ્યો ન હતો. જો કે મારા કુટુંબીઓ ઘણા ખરા સુખી હતા, પણ તેઓમાંના કોઇને પારકી પીડા વહોરવી કેમ ગમે ?

હું એકલો થઇ રહ્યો ! મેં બધા રંગ જોયા ! કોઇના તરફથી કંઇ પણ આશરો ન મળ્યો ! છેવટ હિંમત રાખી ગમે તેમ કરીને મારો ભણવાનો નિશ્ચય મે કાયમજ રાખ્યો, મને માત્ર મારા પેટનાં પોષણની ફીકર કરવાની હતી. તે બાબત કંઇ મુસ્કેલ જેવી જણાઇ નહિ.

હું સવારમાં વહેલો ઉઠતો, નાહી ધોઇ, પૂજાપાઠ કરી અરધો કલાક ભિક્ષા માગી આવતો. અને જમ્યા પછી નિશાળે જતો. નિશાળની ફી મહેતાજી સાહેબની દયાથી માફી થઇ હતી. એટલે ફીના આનાની મને મુંજવણ ન રહી. ભણવાની ચોપડીઓ પણ જે છોકરા પાસ થઇ ઉંચા ધોરણમાં જતાં, તેની પાસેથી મહેતાજી

સાહેબ મને અપાવતા. આવી હાલત વેઠીને હું ગુજરાતી પાંચમી ચોપડીમાં પહેલે નંબરે પાસ થયો. મારા ઉંચા નંબરથી મને ઇનામની ચોપડીઓ મળી, આથી હું બહુજ રાજી થયો.

૩.

મારા ગામમાં ખુશાલદાસ નામે એક શાહુકાર હતા. તેના દીકરા છોટુભાઇ મારાપર દયા રાખતા, અમે બંને ખરા મિત્રો બન્યા હતા. હું અને છોટુભાઇ બંનેએ પાંચમી ચોપડી પૂરી કરી.

પરીક્ષાને આઠેક દહાડા થયા, તેવામાં એક દિવસ છોટુભાઇએ મને વાત કરી કેઃ—"જયા, હુંતો હવે અંગ્રેજી ભણવા જામનગર જવાનો છું." આ વાતથી હુંતો વિચારમાં પડી ગયો. મને પણ અંગ્રેજી ભણવાની ઇચ્છા થઇ. પણ લાચાર! મારી પાસે તો એક પાઈ ન હતી. એટલે હું જામનગર કેમ જાઉં? ત્યાં શી રીતે ભણી શકું? આવા આવા બહુ વિચારો તે દિવસે મને આવ્યા કર્યા. છેવટે મેં પણ મન સાથે નક્કી કર્યું, કે મારે પણ જરૂર અંગ્રેજી શીખવું.

બીજે દહાડે છોટુભાઇ મને મળ્યા. મારી ઇચ્છા મેં તેમને બતાવી. તેઓ મારા વિચારથી બહુ રાજી થયા. તેમની મારાપર બહુ જ લાગણી હતી. પણ તે તેમના પિતાશ્રીને મારા માટે કંઇ કહી શકે તેમ ન હતું, અને તેઓ કહે, તો પણ ફાયદો થાય એવી આશા નહોતી.

છોટુભાઇ તો નક્કી કરેલ દિવસે ગાડામાં બેસીને જામનગર રવાના થયા, છૂટા પડતી વખતે મેં પણ મારો નિશ્ચય છોટુભાઇને જણાવી દીધો હતો.

આમ જેતપુરમાં તે વખતે મારા માટે કોઇને ચિંતા કરવા જેવું ન હતું. હું ભણુ કે ન ભણું? હું અહીં રહું કે બહારગામ જાઉં? તે બાબત કોઇને કંઈ પણ લેવા દેવાપણું ન હતું.

થોડા દહાડા મેં વિચારમાં કાઢયા. એક દિવસ સવારમાં વહેલો ઉઠી મેં જામનગરનો સીધો માર્ગ પકડયો. મારી પાસે કંઇ નાણું નહોતું, કે જે વડે હું ગાડામાં બેસી જામનગર જાઉં; સામાનમાં મારી પાસે ચોપડીઓ, પાણી પીવાનો દોરી લોટો અને ત્રણ વાસણ હતાં, ત્રીજે દહાડે હું જામનગર પહોંચી શકયો.

શહેરમાં મારૂં કોઇપણ ઓળખીતું નહતું. એટલે હું ખંભાળી-આને નાકે આવેલા શ્રીદ્વારિકાંનાથજીના મંદિરની ધર્મશાળામાં ગયો. હું રસ્તાના થાકથી લોથપોથ થઇ ગયેલો હતો. એટલે તે આખો દિવસ મેં ધર્મશાળાની એક ઓરડીમાં ગાળ્યો.

અહીં પહેલેજ દિવસે મને સારાં શુકન થયાં, મંદીરમાં દર્શન કરવા આવનારા ભાવિક નાગરિકોમાંના જામનગરના પ્રખ્યાત નાથોરી, ઝવેરી શેઠની ચાર ઘોડાની ગાડી મદિરના દરવાજામાં આવી! આ વખતે મને હિંમત આવી અને તે સદ્‌ગૃહસ્થનો આશરો માગવાનો માર્ગ સુઝી આવ્યો મેં નમન કરી, તે શેઠને મારી વાત કહી મારી ભણવાની લાગણીથી તેમને દયા આવી. ઝવેરી શેઠ તરફથી મને આજ્ઞા મળી કે "છોકરા, હું તને મહીને ત્રણ રૂપીઆની સ્કોલરશીપ આપીશ" શેઠના આ શબ્દોથી હું રાજી રાજી થઇ ગયો અને શેઠનો મેં ઉપકાર માન્યો. આમ ઇશ્વર કૃપાથી જામનગરમાં મને અભ્યાસ કરવાની સગવડ મળી આવી.

બીજે દિવસે હું હાઇસ્કૂલમાં ગયો મારા મિત્ર છોટુભાઇ મને જોઇને રાજી થયા મેં મારી સ્કોલરશીપની વાત તેને કહી છોટુભાઇએ પણ પોતાના ખાનગી ખર્ચમાંથી મને એક રૂપીઓ દર મહીને આપવાની મહેરબાની બતાવી. તેઓ મને પોતાના શિક્ષક પાસે લઇ ગયા મારૂં સર્ટિફિકેટ મેં તેઓને આપ્યું. પહેલે મહીને દાખલ ફીનો એક રૂપીઓ લઇ મને અંગ્રેજી પહેલા ધોરણમાં દાખલ કર્યો.

મારો અભ્યાસ અને મારી સારી વર્તણુકથી મારા શિક્ષકની મારા પર મહેરબાની થઇ. મારી ગરીબ હાલતનો ખ્યાલ તેમને પૂરેપૂરો આવી ગયો અને એવી તંગી હાલતમાં પણ મને અભ્યાસ કરવાના વિચારમાં દૃઢ જોઇ તેઓએ મારી ફી માફી કરાવી આપી. તેમજ મને જોઇતી ચોપડીઓ પણ "ગરીબ ફંડ"માંથી અપાવી. અહીં મારે કહેવું જોઇએ, કે તે ફંડ જામનગર હાઇસ્કૂલના ઉત્સાહી વિદ્યાર્થીઓના પ્રયાસથીજ એકઠું કરાયું હતું.

હવે મને પૂરતો આશ્રય મળ્યો. ઝવેરી શેઠ તરફથી ત્રણ રૂપીઆ અને છોટુભાઇનો એક રૂપીયો મળી ચાર રૂપિઆ દર મહીને નિયમીત રીતે મને મળવા લાગ્યા. એટલે ખોરાકી ખર્ચને માટે કંઇ વાંધો નહતો, તેમજ રહેવા માટે પણ ધર્મશાળાની ઓરડી કાયમ માટે મને મળી હતી. એટલે માત્ર અભ્યાસ કરવા સિવાય મને બીજી કંઇ પણ ચિંતા ન રહી.

મારો અભ્યાસનો ઉત્સાહ બહાર આવ્યો. મારી મહેનતનું ફળ ક્રમેક્રમે મારા તેમજ સર્વના જોવામાં આવ્યું. કેમકે અંગ્રેજી પહેલા ધોરણથી મેટ્રિક કલાસ સુધી દર વરસે દરેક ધોરણમાં હું પહેલો

નંબર સાચવી રહ્યો હતો. મને દર સાલ કંઇને કંઇ પુસ્તકનું ઇનામ મળતું રહેતું; કે જે પુસ્તકો વડે હું આગલાં ધોરણનો અભ્યાસ કરી શકતો. મને પુસ્તકો ખરીદવાની માથાકુટ ન રહેતી.

૫.

જામનગર આવ્યે આજે મને સાતમું વર્ષ ચાલે છે. આ સાત વર્ષોમાં હું ક્યાંઇ પણ ગયો નહતો. મેં મારો બધો વખત અભ્યાસ કરવામાંજ વાપર્યો હતો.

હું અત્યારે જામનગર હાઇસ્કુલનો સૌથી પહેલો વિદ્યાર્થી ગણાતો, મેં મારા કામથી હાઇસ્કુલના દરેક શિક્ષકોની સારી ચાહના મેળવી હતી. તેમજ શ્રીયુત્ ઝવેરી શેઠે મને અંગ્રેજી પાંચમા ધોરણ પછી રૂપીઆ સાતની સ્કોલરશીપ આપી હતી. એટલે અત્યારે કરકસરથી હું મારી પાસે સવાસો રૂપીઆ બચાવી શક્યો હતો. તે એવા હેતુથી કે મારે મેટ્રિકની પરીક્ષા દેવા મુંબઇ જવું પડશે, તે વખતે તે રૂપીઆ મને ઉપયોગી થઇ પડશે.

પરીક્ષાનો સમય પાસે આવ્યો. હેડ માસ્તર સાહેબે અમારા આખા વર્ગની પરીક્ષા લીધી. અને તે વરસે સત્તાવીશ છોકરામાંથી માત્ર દસ છોકરાને લાયક ગણવામાં આવ્યા. આ દસ વિદ્યાર્થીઓમાં મારા બાળસ્નેહી છોટુભાઇ પણ મારી સાથેજ હતા. અમને અમારા હેડ માસ્તર સાહેબ મી. ઉનવાળાએ ફોર્મ આપ્યાં, અને પરીક્ષાની કેટલીએક સૂચનાઓ આપી. અમે દસે જણાએ તેમને નમન કરી મુંબઇ તરફ જવાની તૈયારી કરી.

૬.

આજના વખતની પેઠે તે વખતે જામનગર સુધી આગગાડી ન હતી, એટલે જામનગરથી રાજકોટ અને રાજકોટથી વઢવાણ સુધી ટપ્પામાં મુસાફરી કરીને અમે સૌ છ દિવસે વઢવાણ પહોંચ્યા, વઢવાણથી આગગાડીમાં બેસી અમે મુંબઇ ગયા.

મુંબઇમાં મારે કોઇનો આશ્રય મેળવવાની જરૂર નહોતી ત્યાં માત્ર પરીક્ષાના પંદરજ દહાડા કાઢવાના હતા. તેમ ખરચ જોગા પૈસા પણ મારી પાસે હતા. વળી પરીક્ષાના નજીકના દિવસોમાં દરેક વિષયો ફરી ફરીને તપાસી જવાનું હોવાથી મને બહાર જવાનો વખતજ ન હતો. એટલે અમારી ઉતરવાની વીશી સિવાય હું કયાંઇ પણ બહાર ગયો નહોતો.

મેટ્રિકની પરીક્ષા આપી, બધા પેપરો મને બહુ સ્હેલા જણાયા. મેં દરેક વિષય ઠીક લખેલા હતા. પરીક્ષા પૂરી થઇ. અમારો સર્વ સાથ જામનગર આવી પહોંચ્યો.

પરીક્ષા પછી બરાબર એકત્રીશમે દિવસે મેટ્રિકનું પરિણામ બહાર પડયું. અમે દસમાંથી નવ પાસ થયા. હું સૌથી પહેલે નંબરે પાસ થયો! વળી હું પહેલા વર્ગમાં પાસ થયો, તેથી મને સરકાર તરફથી રૂપીઆ સત્તરની સ્કોલરશીપ એલફિન્સ્ટન કોલેજમાં આગળ અભ્યાસ કરવાની શરતે મળી. મારા હેડ માસ્તર સાહેબ તરફથી મને ધન્યવાદ મળ્યો! મારા આનંદની સીમા ન રહી! હું એક ગરીબ વિદ્યાર્થી ધીરજ અને ઉત્સાહથી આ હાલતે પહોંચ્યો. તેથી હર્ષઘેલો બનું તેમાં શી નવાઇ!

મારા મિત્ર છોટુભાઇ મેટ્રિક પાસ થયા. તેઓએ પોતાની લાઇન લીધી. અભ્યાસ છોડયો.

૭.

હું કાલેજમાં દાખલ થયો. હવે મને સારા નામના મેળવવાની ઇચ્છા વધતી ગઇ. મેં ઉલટ ભર્યા પ્રયાસથી કાલેજમાં ચાર વર્ષ ઉત્તમ અભ્યાસ કર્યો. તેથી પહેલેજ સપાટે બી. એ. ની પરીક્ષામાં પહેલાં વર્ગમાં પાસ થયો.

તે જમાનામાં આટલા અભ્યાસવાળા બહુજ થોડા માણસો હતા. અને મારી પહેલાંના જે, જે, બી. એ. થયા હતા, તે સર્વેને મોટા હોદ્દા મળી ગયા હતા.

પરીક્ષાની લાગ લાગટ મહેનતથી છુટા થયા પછી બે દિવસ મેં આરામ લીધો. ત્રીજે દહાડે સવારમાં નવ વાગે મારા નામનો એક તાર આવ્યો. તેમાં મને સારો હેદ્દો મળવાના આનંદના સમાચાર હતા. પહેલા વર્ગના એક સસ્થાનમાં રૂપીઆ અઢીસોના પગારની જગાપર મારી નીમણુક થઇ છે, એવી મતલબનો તે તાર હતો.

મેં તે જગો લીધી. મારાં સારાં કામથી આગળ વધતાં હું રૂપીઆ પાંચસોના પગારથી નાયબ દિવાન બની શક્યો, અત્યારે હું માંક્તિ ગૃહસ્થ તરીકે પંકાઉં છું.

પ્રિય બાળકો !

મારી આ વાત વાંચી, ગમે તેવી મુશ્કેલીમાં પણ અભ્યાસ કરવામાં અડગ રહેશો; તો તમને સગવડો એની મેળે મળી આવશે, ગમે તેવી ગરીબાઇમાં પણ ધીરજ અને ઉમંગભેર અભ્યાસ કર્યા કરશો, તો જરૂર પ્રભુ સર્વને સ્હાય કરશે. તમે અવશ્ય સુખી થશો.

અસ્તુ.



# આભાર.

અમને જણાવતાં ઘણો આનંદ થાય છે કે આ સત્કાર્યને શ્રીમાનોએ મર્યથી વધાવી લીધુ છે. અને બાળકો મફત વાંચનનો લાભ મેળવી, પોતાના જ્ઞાનનો વધારો કરી શકે એવા હેતુથી ઉદાર-ચિત્ત ગ્રહસ્થોએ પ્રતિ માસ નીચે જણાવ્યા પ્રમાણે પુસ્તકો વહેંચવા પોતાનો હાથ લંબાવ્યો છે. તેઓની આ ઉદારતાને માટે અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

૩૨ પુસ્તકો શ્રીયુત શેઠ ગુલામઅલી ગુલામહુસેન ચાગલા
૨૫ ,, ,, હરચંદરાય વિમનદાસ
૨૫ ,, ,, મોરારજી અમરશી
૨૦ ,, ,, ગુલામહુસેન કાસમ
૧૬ ,, ,, નારણદાસ આણંદજી બેચર
૧૬ ,, ,, સીવજી કુંવરજી હ: ખીમજીભાઈ
૧૬ ,, ,, એક સખી ગૃહસ્થ
૧૬ ,, ,, એક સખી ગૃહસ્થ
૧૬ ,, શ્રીયુત મહારાજ સુંદરલાલજી ઇચ્છાપુરન
૧૬ ,, શેઠ કુંવરજી ખીમજી
૧૨ ,, ,, મંગળદાસ બી. દલાલ
૨૫ ,, માસ્તર રૂપચંદ ગોરધનદાસ ગાંધી

અમે આશા રાખીએ છીએ કે ઉપર જણાવેલા ગૃહસ્થોનું અનુકરણ કરી, અન્ય શ્રીમાનો પણ પોતાનો ઉદાર હાથ આ બાળ સાહિત્ય તરફ અવશ્ય લંબાવશે.

**अस्तु.**

૩૬૬૫



નીચેના સદ્‌ગૃહસ્થોએ બાળમિત્ર માળાને, બાળસાહિત્યમાં વૃદ્ધિ થવા માટે ભેટ આપી છે તો તે શ્રીમંતોના ઉપકાર માનિએ છીએ. અને અન્ય શ્રીમંતોને વિનંતિ કરીએ છીએ કે આપ આપનો ઉદાર હાથ આ સેવાના કાર્ય તરફ લંબાવી માળાને કંઈક સહાય આપશે.

૧૦—૦—૦ શ્રીયુત્ શેઠ નરોતમદાસ મોરારજી ગોકળ એમ્બે.

૧૦—૦—૦ શ્રીયુત શેઠ ચેલારામ ધનુમલ એમ્બે.

૨—૦—૦ ,, ,, નાગજી આણંદજી.

## સ્વીકાર.

**પટેલ બન્ધુ**—પ્રકાશક તંત્રી કંવરજી સુરત વાર્ષિક લવાજમ રૂ. ૧—૪—૦ વ્યવસ્થાપક.

## ગયા વખતના સવાલોનો નિકાલ.

બીજા પુસ્તકમાં આપેલા સવાલનો જવાબ અમને નીચેના બાળકો તરફથી મળ્યા હતા.

૧. ખીમજી ઉકા મકવાણા.

૨. જયંતીલાલ માણેકલાલ.

ઉપરના બાળકોમાંથી શરત પ્રમાણે સ્મરોલેક વિદ્યાર્થી જયંતીલાલ માણેકલાલનો છે તો તેમને માટે એક બાળોપયોગી પુસ્તક મુકરર કરેલું છે. તે તેમણે ચાલુ સાલનું લવાજમ ભરી મંગાવી લેવું.

